## પ્રૌઢશિક્ષણ માટેનું પ્રમાણીત સાહિત્ય

### સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

૧ ગણપતિ બાપા
૨ ચેલૈયો
૩ ઊભું હતું, ઊભુ હતું
૪ હજામડી
૫ કબાટ
૬ બાળ૦ બીરબલ-૧
૭ ગોપીચંદ
૮ બાળનાટકો-૧
૯ હંસ અને હંસા
૧૦ તીરંદાજ
૧૧ ગામડામાં મળજો
૧૨ બાળપ્રવાસો
૧૩ મારા ગોઠિયા
૧૪ જરા હસો
૧૫ કયાંથી આવ્યાં
૧૬ મકનો ને રાક્ષસ
૧૭ રૂપસિંહ-રામસિંહ
૧૮ ટપાલની પેટી
૧૯ ગધેડું
૨૦ ચીડિયાખાનું
૨૧ મહાસભાઓ
૨૨ કહેવતોનાં મૂળ
૨૩ ગપગોળા
૨૪ આફ્રિકા સાંભર્યું
૨૫ શબ્દપોથી
૨૬ વાકયપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમાં
૩૨ આંગણામાં
૩૩ શેરીમાં
૩૪ બાગશાળામાં
૩૫ ગામમાં
૩૬ ફરવા જઈએ
૩૭ જુગતરામના પાઠો
૩૮ ભોં ભોં ભોં
૩૯ ગધેડું ને ઘોડું
૪૦ દાદા દર્શને
૪૧ બાળનાટકો-૨
૪૨ સવારથી માંડીને
૪૩ કુદરતમાં
૪૪ મોતિયો
૪૫ રામજી૦ પડી ગયા
૪૬ મંગેશનો પોપટ
૪૭ ધોબીડો ધુએ છે
૪૮ પીરૂ અને-
૪૯ છાણાં થાપી આવ્યાં
૫૦ મામાની જાન્ય
૫૧ વાડામાં
૫૨ રોજનીશી
૫૩ બાળ૦ બીરબલ-૨
૫૪ છેટા રહેજો માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ, કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછું ?
૬૧ ઓત૦ દીવાલો-૧
૬૨ ઓત૦ દીવાલો-૨
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત-મહારાષ્ટ્ર
૬૫ જોડકણાં
૬૬ કહેવતસંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?
૬૯ સાજા રહીએ
૭૦ વ્યાકરણપોથી
૭૧ વરતસંગ્રહ
૭૨ રમતજોડકણાં
૭૩ શિવાજી મહારાજ
૭૪ દુહા અને સોરઠા
૭૫ વિનોદ-ટૂચકા
૭૬ બાળકોના લેખો
૭૭ આપણે પોતે
૭૮ કાવ્યસંગ્રહ
૭૯ છેલ્લો પાઠ
૮૦ સંપાદકોનું કથન

### બાળસાહિત્ય ગુચ્છ

૧ જોયું ને આંખ ઠરી
૨ ઠેકંઠેકા
૩ દાદાજીની તલવાર
૪ વસંત આવી
૫ તફતફ તરૂરૂરૂ
૬ વિલાયતી વાતો
૭ ગામડામાં ગયો હતો
૮ ટેક
૯ આંબો રોપ્યો
૧૦ સટરપટર વાતો
૧૧ ભેંશના શિંગડામાં
૧૨ લાલ અને હીરા
૧૩ જીવજંતુ
૧૪ હેમુભાઈના પાઠો
૧૫ કાવ્યો
૧૬ પક્ષીઓ
૧૭ વૃક્ષો
૧૮ વિજ્ઞાન

# બાળ સાહિત્યગુચ્છ

સંપાદકો
## ગિજુભાઈ
## તારાબહેન



## જીવજંતુ

શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્ય
સંપાદકો : શ્રી ગિજુભાઈ અને તારાબહેન

## બાળસાહિત્ય ગુચ્છ

# જીવજંતુ

: લેખક :
ગિજુભાઈ

પ્રૌઢશિક્ષણ નિયામકશ્રીના પત્ર નં. પ્રઢશ/૮૯-ગ-૧/૧૦૪૫-૧૧૫૦
તા. ૨૪-૪-૧૯૮૯ના પત્રથી જનશિક્ષણ કેન્દ્રો તથા અવૈધિક શિક્ષણ
માટે ખરીદવા ભલામણ થયેલ છે.



આર. આર. શેઠની કંપની
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ * ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

પ્રકાશક
ભગતભાઈ ભુરાભાઈ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ ૪૦૦ ૦૦૨ • અમદાવાદ ૩૮૦ ૦૦૧



પુનઃસંપાદિત : પુનર્મુદ્રણ
નવેમ્બર ૧૯૮૯ : પ્રત ૨૧૦૦

રૂા. ૩—૦૦

મુદ્રક
ભગતભાઈ બી. શેઠ, શ્રી પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી, સ્ટેશન રોડ, સોનગઢ ૩૬૪૨૫૦

## ધનેડું અને મટકાં

અમારી સાથે દામજી નામનો છોકરો ભણતો. એ છોકરો હમણાં હમણાં બહુ યાદ આવે છે.

કારણ ? કારણ એ કે હમણાં જ્યાં જાઉં છું ત્યાં ધનેડાં જોઉં છું.

પણ તેમાં દામજી શા માટે યાદ આવે છે?

કારણ કે દામજીના બાપનું નામ રામજી અને તેની અટક ધનાણી. અમે તેને 'ધનેડું ધનેડું!' કહીને ખીજવતા. નાનાં છોકરાંઓ એવું કંઇક મળે તો તેઓ મજાક કરવાનું ચૂકે જ નહિ.

ધનેડું ચાકલેટ કે ઘાટા લાલ રંગનું હોય છે. તે અનાજમાં પડે છે અને અનાજને ખાઈ જાય છે. જુવાર, ઘઉં કે એવાં ધાન્યોમાં ધનેડાં પડે છે.

નાના હતા ત્યારે અમે ધનેડાના ઢગલા જોયેલા. કાના કાકા કે કાશીરામ દાદાની જુવારમાં ધનેડાં પડે. પછી કાકા જુવારને ઊપણવા માટે ગામની ભાગોળે એટલે

પાદર લઈ જાય. ત્યાં એક ઊંચી લાકડાની ઘોડી પર ચડી કાકાનો દીકરો જુવારને સૂપડામાં ઊપણે. એક તરફ જુવાર પડે ને બીજી બાજુ ધનેડાં પડે. ધનેડાં હવામાં ઊડે તે જોવાની ગમ્મત પડે. બિચારાં ધનેડાં હવામાં ઊડે ને અમારે મન ગમ્મત! ધનેડાં ઊડી ઊડીને એક જગાએ પડે ને ખદબદ ખદબદ થાય.

પણ આપણે તો રહ્યા જીવદયાવાળા. ધનેડાંને કોઇ મારે તો નહિ જ. એટલે ધનેડાંને એકઠાં કરીને ઝાડને છાંયે કાકા મૂકી આવે.

ધનેડાંની સાથે મટકાં યાદ આવે છે. મઠ, મગ, ચણા, વાલ એ બધાં કઠોળમાં મટકાં પડે. બા અગર કાકી કોઇ વાર બોલી ઊઠે: 'અરે! ચણામાં તો મટકાં પડ્યાં છે!' બપોરે કોઠીમાંથી કે માટલીમાંથી કઠોળ કાઢે ને તડકે સૂકવે. મટકાં દડબડ દડબડ તડકામાંથી છાંયે જાય. કેટલાંક તો ગૂણિયાની નીચે જ ભરાઈ જાય; કેટલાંક તો ચણાની દાળમાં કે ચણામાં કાણું પડ્યું હોય તેમાં જ ભરાઈ રહે. પછી બા સૂપડું લઇ ઝાટકો નાખે. ઝાટકો નાખે એટલે સૂપડામાં લઇ અનાજ ઊંચું-નીચું ખંખેરે. અનાજ સૂપડામાં રહે અને મટકાં નીચે ખરે.

ધનેડાં અને મટકાં પાંખાળાં હોય છે. ધનેડાં એટલાં બધાં દીઠે ખરાબ નથી લાગતાં, પણ મટકાં તો નથી



ગમતાં. તેઓ એવી રીતે ખુસખુસ ચાલે છે કે જાણે કોઇ કોઈનામાં પેસી જનાર, વરખોળીને ખાઈ જનાર લોકની જાત ન હોય!

લોકો વારંવાર અનાજ ન સંભાળે તો તેમાં ધનેડાં ને મટકાં પડવાનાં જ. અને આપણે તો કહીએ કે આળસુ લોકોના અનાજમાં તે ભલે પડે.

## જૂઆ

અરે, અમારા ફળિયામાં કાંઈ જૂઆ છે! ઘડીક ઊભા કે ઘડીક બેઠા ત્યાં તો ચોટ્યા જ છે! આ છોકરીની આંગળીએ એક એવો ચોટ્યો'તો કે કેમે કરીને ઊખડે જ નહિ! માંડ માંડ ખેંચીને ઊખેડ્યો, ત્યાં તો લોહીની ધાર થઈ!

આ જૂઆનું તે કરવું શું?

ફળિયામાંથી જૂઆ કાઢવા હોય તો એનો ઉપાય છે. જૂઆ ધૂળમાં થાય છે; ધૂળનાં એ જીવડાં છે. ફળિયું રોજ વાળીએ, ફળિયામાં છાણનું પાણી છાંટીએ, તો જૂઆ ઘટવા માંડશે. ફળિયામાં ધૂળ રહેવા દઈએ તો જૂઆ થાય ના?

વાળવાથી ને પાણી છાંટવાથી ધૂળ બેસી જાય, એટલે જૂઆ ક્યાંથી થાય?

## ઈંતડી અથવા ઈતરડી

ઇતરડી જૂઆની જાતનું પ્રાણી છે. તેનો રંગ કળથીના જેવો અથવા તો ચાકલેટના જેવો છે. તે લગભગ ગોળ શરીરનું છે. જૂઆની જાતના તેના પગો છે, અને જૂઆં પેઠે તે ચાલે છે. તેની વસ્તી કોરી, અવાવરુ, ખૂણાવાળી ધૂળમાં ખૂબ હોય છે. ઇંતડી જૂઆ પેઠે પગનાં આંગળાં કે અંગૂઠાની વચ્ચે બેસે છે; ને કરડે છે ત્યારે ખંજવાળ આવે છે. માંકડ જેમ તે પણ લોહી ચૂસીને જાડી બને છે. ઇંતરડીની ચામડી કઠણ હોવાથી તે ઝટ મરતી નથી. કહેવાય છે કે ઇંતડી પેટમાં જવાથી પેટ ફૂલે છે.

## ગીંગોડા

ગીંગોડા કૂતરાને કાને ચોંટેલા હોય છે. જે કૂતરાને પાળવામાં આવે છે તેને તેનો શેઠ સાફ રાખે છે તેથી તેને ગીંગોડા થતા નથી; બીજાં રખડતાં કૂતરાંને ગીંગોડા થાય છે. કૂતરાને કાને તે એવા ચોંટેલા રહે છે કે તે ઉખેડવાની ભારે મહેનત પડે છે. તે ઊખડે છે ત્યારે કાને લોહીની ટશિયો આવે છે. ગીંગોડો ચળકની એરડી જેવડો હોય છે; સુંવાળો પણ તેવો જ. જૂઆ અને ઇંતડીની નાતનું પ્રાણી લાગે છે. ધૂળમાંથી તેની નીપજ જણાય છે. કૂતરાંઓ ધૂળમાં બખોલ ગાળી પડ્યાં રહે છે, ત્યાંથી તેમને તે વળગે છે. કૂતરાંઓ વારંવાર કાન પટપટાવે છે તેનું કારણ એ લાગે છે કે તેમને ગીંગોડાના કરડને લીધે પીડા થતી હોવી જોઈએ. ગીંગોડા દેખાવે ઘણા ગંદા લાગે છે.

## ઈ ય ળ

ઇયળની કેટલીય જાતો થાય છે. પણ એમાં એક જાતની ઇયળમાંથી પતંગિયાં થાય છે; બીજી જાતની ઇયળમાંથી પતંગિયાં થતાં નથી, પણ ઇયળ તેવી ને તેવી જ રહે છે. પતંગિયાં ઈંડાં મૂકે છે ને તેમાંથી પ્રથમ ઇયળો થઈ, પાછી તે ઊંઘી જઈને પતંગિયા બને છે.

બીજી જાતની ઇયળો અનાજમાં અને ગંદકીમાં આપણા જોવામાં આવે છે તે છે. અનાજને હવા નથી મળતી ત્યારે તે સડે છે; અને સડવું એટલે ખોરું થવું, ને તેમાં જંતુઓ પડવાં. કેટલાંક અનાજમાં ધનેડાં પડે છે, કોઇકમાં મટકાં પડે છે, ત્યારે કોઈમાં ઇયળો પડે છે. ઘઉંમાં ધનેડાં પડે છે, મગમઠમાં મટકાં પડે છે, ત્યારે ચોખામાં ઇયળો પડે છે.

અનાજમાં જેમ ઇયળો પડે છે તેમ મશાલામાં પણ ઇયળો પડે છે. ખાંડી રાખેલાં મરચાંમાં ને હળદરમાં ઇયળો પડે છે. લોટમાં પણ ઇયળો પડે છે. જ્યાં એંઠવાડ પડ્યા હોય છે ત્યાં તથા મેલામાં પણ ઇયળો પડે છે.

ઘણું ખરું ઇયળોનો રંગ તેઓ જેમાં પડે તેના જેવો હોય છે. જેમ કે મરચાંની ઇયળ રાતી હોય છે, લોટ અને ચોખાની ઇયળ ધોળી હોય છે; શાકપાંદડાંમાં પણ તેના જેવી તેવા જ રંગની ઇયળો પડે છે. રીંગણાંની ઇયળનો રંગ રીંગણાં જેવો ને કોળાની ઇયળનો રંગ કોળાના જેવો હોય છે. અથાણામાં ઇયળો અથાણાના રંગની પડે છે. ઇયળો તે તે વસ્તુના રંગની પડતી હોવાથી તે એકદમ જણાતી નથી; કુદરતથી તેનું એમાં રક્ષણ રહેલું છે. તેને ખાઇ જનારાં પક્ષીઓ આ કારણે એકાએક તેને શોધી શકતાં નથી.

વસ્તુ કોહી જાય છે ત્યારે એમાં જીવાત પેદા થાય છે. ઇયળો એ જાતમાં છે.

ચકલી, કાબર વગેરે પક્ષીઓ પોતાને માટે, પોતાનાં બચ્ચાંઓ માટે અને ખાસ કરીને નાનાં બચ્ચાઓ માટે ઇયળોને ઉપાડી જાય છે.

ઇયળ પેટે ચાલે છે. તેનામાં હાડકું હોવાનું જણાયું નથી.

# કરોળિયો

કરોળિયો આપણા ઘરના ખૂણામાં જોવામાં આવે છે. તેને આઠ પગ હોય છે. પગ લાંબા પાંખડી જેવા છે. તે ઉપર તે ઘણી ઝડપથી જ્યાં ત્યાં ચડી શકે છે. તે પોતાના મોઢામાંથી લાળ કાઢી તેનું જાળું કરે છે. આ જાળું ઘણી કારીગરીવાળું હોય છે. ઘરના અવાવરુ ખૂણામાં ઝીણી ઝીણી પાતળી લાળથી બનેલું આ જાળું તડકામાં ઘણી વાર ચળકતું જોવામાં આવે છે. એ એનું ઘર છે. એ જાળું શિકારીની જાળરૂપ છે. માખી કે મચ્છર જેવું પ્રાણી જાળ નજીક આવે કે તુરત જ કરોળિયો તેના પર કૂદી પડે છે. અને તેને પકડીને ખાઇ જાય છે.

કરોળિયો બેઠેલી માખી પર પોતાની જાળ તેને ન ખબર પડે તેમ પાથરે છે. માખી જાળમાં આવી ગયા પછી ઘણું તરફડે છે પણ તેનાથી નીકળી શકાતું નથી.

કરોળિયો પોતાનાં ઇંડાં ઘરની ભીંત ઉપર ધોળું પડ કરીને અંદર મૂકે છે. આ ધોળું પડ અંદર–બહાર બહુ સુંવાળું હોય છે. ઇંડાં તેમાં રહી તેમાંથી બચ્ચાં થાય છે ત્યારે પડ તોડીને બહાર આવે છે. આ પડ ઉખેડીને જોવાથી ઘણી વાર ઇંડાં ને ઘણી વાર નાનાં નાનાં બચ્ચાં નજરે પડે છે.

# દેડકું

એક વાર ચંદુભાઈએ શીશીમાં નાની એવી માછલી આણી. પાણીમાં આમતેમ બરાબર માછલી જેમ જ તે તરતી હતી.

ચંદુભાઈ જીવડાં ઉછેરવાના શોખીન હતા. માછલીને પણ તેઓ રોજ કંઈક ખવરાવતા અને ઉછેરતા. ઘણું કરીને તેઓ માછલીને ખાવા શેવાળ જ નાખતા હતા.

એક દિવસ એવું બન્યું કે માછલીની પૂંછડી કોણ જાણે ક્યાંઈ ચાલી ગઈ, અને પેટ નીચે ચાર પગ દેખાયા.

અમને નવાઈ લાગી. અમે ચંદુભાઈને પૂછ્યું: 'મોટાભાઈ! આમાંથી માછલી ક્યાં ગઈ? આ કાંઈક નવું તમે ક્યાંથી આણ્યું?'

ચંદુભાઈએ નાનું હોય તેમાંથી મોટું દેખાય એવું જોવાનો એક કાચ આણ્યો, અને પેલું જીવડું અમને કાચમાંથી દેખાડ્યું.

કાચમાંથી જોયું ત્યાં તો પેલું જીવડું મોટું એવું દેડકું હોય એવું દેખાયું. અમે કહ્યું: 'ચંદુભાઈ! આ



તો દેડકાનું બચ્ચું છે. તમે એને ક્યારે આણ્યું?'

ચંદુભાઈ કહે: 'મેં શીશી ઉઘાડી જ નથી. મેં નવું કાંઈ પણ આણ્યું નથી ને માછલી ક્યાંઈ ગઈ નથી.'

અમે કહ્યું: 'ત્યારે આમ કેમ બન્યું?'

ચંદુભાઈ કહે: 'ત્યારે એ જ ખૂબી છે! પેલી માછલીની પૂંછડી તૂટી ગઈ ને તેમાંથી દેડકું બન્યું!'

અમે કહ્યું: 'હેં હેં! શું સાચે જ માછલીમાંથી દેડકું બને?'

ચંદુભાઈ કહે: 'ના ના, માછલીમાંથી દેડકું નથી બનતું; એ તો દેડકામાંથી જ દેડકું બને છે.'

અમે બોલ્યાં: 'પણ....'

ચંદુભાઈ કહે: 'પણ વાત એમ છે કે પ્રથમ દેડકાં પોતાનાં ઈંડાં પાણીમાં મૂકે છે.'

અમે વચ્ચેથી બોલ્યાં: 'દેડકાં ઈંડાં મૂકતાં હશે, એમ કે? અમે તો ધારતાં હતાં કે દેડકાં બચ્ચાં મૂકતાં હશે.'

ચંદુભાઇ કહે: 'ના, એ તો ઈંડાં જ મૂકે છે. પછી ઈંડાંમાંથી આવી માછલીઓ થાય છે અને તે પાણીમાં તર્યા કરે છે.'

અમે કહ્યું: 'પછીની વાત તો અમે જાણી. હવે તો આ બચ્ચું મોટું થશે ને કૂદાકૂદ કરશે; એમ ના!'

ચંદુભાઇ કહે: 'હા, ધીમે ધીમે આ બચ્ચું દેડકો ને બનશે, ડ્રૂં ડ્રૂં ડ્રૂં કરશે.'

મણિ કહે : ‘હા હા, મેં દેડકાને રાતે ‘ડ્રાઉં ડ્રાઉં’’ બોલતાં સાંભળ્યું છે.’

શિવ કહે : ‘મેં પણ સાંભળ્યું છે.’

જીવી કહે : ‘અરે, જ્યારે વરસાદ આવે છે ના, ત્યારે તો દેડકાં એવાં બોલે છે, એવાં બોલે છે કે કાંઈ કાન પડ્યું ન સંભળાય ! ‘ડ્રાઉં, ડ્રાઉં, ડ્રાઉં ડ્રાઉં !’ એકીસાથે બધાં દેડકાં મંડી પડે છે.”

રઘુ કહે : ‘અરે ! એ અવાજો તો સાંભળવા જેવા હોય છે. મોટા મોટા દેડકા ‘ડ્રાઉં ડ્રાઉં’’ બોલે છે; નાની દેડકીઓ કૂણે અવાજે ‘ડ્રાઉં ડ્રાઉં’ બોલે છે.’

વિનુ કહે : ‘પણ હેં ચંદુભાઇ ! તમે આ દેડકાને શા માટે ઉછેરો છો ?’

ચંદુભાઇ કહે : ‘જોવા, કે દેડકાની ટેવો કેવી છે.’

‘વિનુ કહે : ‘એટલે શું ? હું બરાબર ન સમજ્યો.’

ચંદુભાઇ કહે : ‘એટલે એમ કે હું પ્રાણીઓનો અભ્યાસ કરનારો છું. મારું કામ જાતજાતનાં પ્રાણીઓ શું ખાય છે, કેમ મોટાં થાય છે, તે શ્વાસ કેમ લે છે, ઊંઘે છે ક્યારે, અંદર અંદર લડે છે કે નહિ, કોનાથી બીએ છે, શું એને ગમે છે, વગેરે બાબતો શોધવાનું છે. અને તે હું આવી રીતે શોધું છું. ઘણા માણસોએ દેડકાનો અભ્યાસ કરેલો છે, અને હું પણ તેનો અભ્યાસ કરવાનો છું.’



અમે કહ્યું : ‘આ તો ભારે મજાનું કામ છે ! અમને ય ગમે એવું છે.’

ચંદુભાઈ કહે : ‘ત્યારે તમે પણ નાનાં નાનાં જીવ-જંતુ જુઓ, તેમને ખવડાવો, તેમને રમાડો, તેમને નાનું મોટું દેખાય એવા કાચથી જુઓ, તેમને વિષે બધું બધું જાણો. જરૂર એ કરવા જેવું છે’

અમે કહ્યું : ‘અમે પહેલાં દેડકાને જ પાળશું. અમને એક દેડકો લાવી આપશો ? અમે એને કૂંડીમાં રાખશું ને જોયા કરશું.’

ચંદુભાઈ કહે : ‘ભલે, ખુશીથી લાવી આપીશ.’

## મ કો ડા

સવારે ઊઠીને હું ચા બનાવવા જતો હતો એટલામાં પગ નીચે કચડડ અવાજ થયો. પગ ઝટ લઇને ઊંચો કર્યો તો નીચે મોટો એવો મકોડો ! મને થયું : ' ગયો.... ભગવાનને ઘેર ગયો !'

પણ પળવાર થઇ ત્યાં તો એ હલ્યો. હાથપગ સળવળ્યા, કેડ ઊંચીનીચી થઇ ને મકોડો રસ્તે પડ્યો.

મને થયું : ' અરે, આટલો નાનો એવો મકોડો ! પગ નીચે કચડાયો અને છતાં જીવતો રહ્યો ? દબાયો હશે તો ય તેનું કાંઈ ભાંગ્યુંતૂટ્યું નહિ હોય ? જરાક કળ ચડી હશે, એ ઊતરી એટલે ચાલતો થયો !'

થોડી વારે તે મારા તરફ આવ્યો. મેં કપડાથી પાછો કાઢ્યો. વળી આવ્યો; ઝાપટ મારી વળી કાઢ્યો. વળી તે પાછો આવ્યો. ચમચીથી ઉડાડ્યો; ઊડીને દૂર પડ્યો. થોડી વારે પાછો મારી નજીક ! મેં જરા ગરમ પાણી રેડ્યું. જરાક થંભ્યો, પછી હલ્યો અને મારી ભણી આવ્યો. મને ઓળખીને તે કરડવા આવતો ન હતો; એ તો ત્યાં પડેલા ચાના સુકાઈ ગયેલા પાણીને ચાટવા તે આવતો



મકોડાને ગળ્યું બહુ ભાવે. ગળપણ દેખે એટલે તેની પાછળ જ પડે. જીવ ભલે જાય, પણ ગળપણ પાછળ મકોડા ગાંડા ! મકોડાનું મોત જ ગળપણમાં.

ગઈ કાલે સાકરનો ડબ્બો ઉઘાડ્યો તો અંદર બેભાન થયેલો મકોડો ! બહાર કાઢી ભોંયે નાખ્યો ત્યાં તો હલ્યો; થોડી વારે ચાલતો થયો. સાકર ખાવા માટે ભાઈ ડબ્બામાં પેઠા હશે; ઢાંકણું બંધ થતાં ભાઈ અંધારી ખોલીમાં આવી ગયા હશે ! ધરાઈને સાકર ખાઈ લીધા પછી થયું હશે : ' અહા, આ તો કેદમાં પડ્યા !' પછી તો હવાની ચિંતા પેઠી હશે; પછી તો ભાઇ ગૂંગળાયા હશે અને છેવટે બેભાન થયા હશે. એકબે દિવસ ડબ્બો બંધ રહ્યો હોત તો મકોડો ગુજરી જાત. ચામાં ઘણી વાર મકોડાના પગ તરે છે; સાકર નાખી ઊના કરેલ દૂધમાં મકોડાનાં માથાં જડી આવે છે. આ બધું મકોડાએ સાકર પાછળ આપેલું બલિદાન !

થોડા વખત પહેલાં અમે બહારગામ ગયેલાં. ત્યાંથી પાછાં આવીએ ત્યાં તો મુરબ્બો કાળો કાળો દેખાયો. નજર નાખીને જોયું ત્યાં તો મુરબ્બા ઉપર મકોડાના મુડદાંનો થર જામેલો ! ઉંદરડાઓએ બરણી ઉપરનું કપડું ફાડી નાખ્યું, ઢાંકણું પાડી નાખ્યું ને પૂંછડી બોળીને મુરબ્બો ખાધો ! એમની પાછળ પછી મકોડા ઊપડ્યા. ખાતા ખાતા અંદર પડ્યા તે અંદર જ રહ્યા !

સાકરિયા મહાસાગરમાં બિચારા ડૂબી મૂઆ !

મકોડાને ગોળ બહુ ભાવે ! જેમ ઉંદરો કાંઇક તળેલું ખાવા માટે આકાશપાતાળ એક કરે તેમ બીજાં બધાં ગળપણ કરતાં ગોળનું ગળપણ મકોડાને મીઠું લાગતું હશે. ગોળ ગમે ત્યાં સંતાડો પણ મકોડો ત્યાં પહોંચે જ પહોંચે, અને ગોળને ઝપાટાબંધ ઉડાવી પણ જાય ! મકોડો બીજું બધું લેવા જાય તે પહેલાં ગોળ લેવા દોડવાનો.

એક મકોડાના નાના બચ્ચાએ એક વાર એની બાને કહેલું : ‘ બા બા ! હું ગોળનું માટલું લેવા જાઉં ? ’ મા મનમાં તો જાણે ઘણી રાજી થઈ હશે ! ‘ વાહ ! કાંઈ લાયક પુત્ર છે ? ખરેખર, પૂતરના પગ પારણામાંથી.” પરંતુ જરા અનુભવી હતી એટલે હસીને કહ્યું : ‘ બેટા ! વાત તો ઠીક છે. પણ તારી કેડ સામે જો ? ’

મકોડાની કેડ પાતળી હોય છે; અને આગલા ભાગ કરતાં પાછલો ભાગ મોટો અને ઊંચો હોય છે. એનું એક વરતઉખાણું પણ છે.

મકોડા ગોળ, ખાંડ ને સાકર ખાય છે. એ તો ઠીક; પણ એક વાર તો તેઓ સસલાંનાં નાનાં બચ્ચાંઓને ખાઈ ગયેલા. અમારી સસલીઓ વિયાણી અને તેર બચ્ચાં મૂક્યાં. રાતે સાચવીને અમે ઢાંક્યાં. સવાર પડી ને મેં જોયું તો તેરે બચ્ચાંનાં પેટમાં મકોડા પેઠેલા ! જાણે



ગોળનું માટલું ન ખાતા હોય, એમ ફોલી ખાતા હતા ! પછી તો અમે પાંજરાના પાયાને નાની નાની પાણી ભરેલી વાટકીઓમાં રાખ્યા. તો યે કોઈ કોઈ મકોડો પાણીને તરીને ઉપર પહોંચતો.

અમારી બરણીઓમાં મકોડા ન પેસે માટે મેં એક વાર બરણી ફરતું તેલ લગાડયું. ત્યાર પછીથી મકોડા ત્યાં ન ચડયા. તેલમાં એમના પગ લપસી જતા હશે.

મકોડાનાં દર ગમે તેટલાં પૂરો તો યે તેઓ બીજે દિવસ દર્શન દેશે. એક વાર અમે દરને લાંપીથી પૂરી દીધું; લાંપી ખાઈને તેઓ ઉપર આવ્યા. બીજી વાર સિમેન્ટ પૂરી. ત્યાંથી જરાક દૂર જઈને નવું દર કર્યું ને બહાર આવ્યા. ગ્યાસલેટ નાખીએ એટલે મકોડા ઘડીક બેભાન થાય છે ને પાછા ચાલવા માંડે છે. દરમાં ગ્યાસલેટ રેડીએ તોપણ તેમનો નાશ નથી થતો. ફિનાઈલથી પણ તેઓ મરતા જણાયા નથી.

ચોમાસામાં મકોડા વધારે દેખાય છે. એક વાર ચોમાસાની પાછલી રાતે ઊઠીને જોઉં છું તો અમારી ઓરડીની જમીન કાળી કાળી ! ‘ અરે ? આ શું ? ’ આખી ઓરડી મકોડાથી છવાયેલી. કૂદકો મારીને હું ઓરડીની બહાર ગયો. બીજા ઓરડામાં પણ એવો જ પથારો ! કરવું શું ? જરાક કાગળ કે કંઇક ફેંક્યું ત્યાં તો છાવણીમાં ખળભળાટ થયો અને કટક ઊપડયું ! દીવાલે,

પેટી ઉપર ને ચોમેર ચડવા લાગ્યું. અમે વિચાર કરવા લાગ્યા : ‘આનું હવે કેમ થાય ?’ એટલામાં તો સૂઝયું. સૂપડું અને સાવરણી આણ્યાં અને જોડા પહેરીને મકોડાને વાળવા માંડયા; જેમ કચરો વાળીએ તેમ મકોડાને વાળવા માંડ્યા! સૂપડામાંથી દોડીને મકોડા પાછા જાય, ને હું તેમને ફરી વાળું; વાળી વાળીને ફળિયામાં નાખું. એમ કરી કરીને બે કલાકે આખી ઓરડી વાળી કાઢી. ફળિયામાં ઝાડ નીચે જીવતા અને મરેલા મકોડાનો ઢગલો થયો ! ત્યાં તો કાબરો આવીને મકોડાની ઉજાણી કરવા લાગી.

કાબરોએ આટલા બધા મકોડા પહેલવહેલા જ ખાધા હશે. બિચારા મકોડા ! કાબરોને બેપાંચ વાર મેં ઉડાડી મૂકી પણ એમ તે કાંઈ આવ્યા વિના રહે ? કેટલાક મકોડા નાસી છૂટ્યા ને બચી ગયા. મરેલા બિચારા તો ઠેકાણે પડયા. તે દિવસે મકોડાની દુનિયામાં મકોડાનું મૃત્યુપ્રમાણ વધી પડયું હશે !

મકોડો આટલો નાનો છે પણ મોટા માણસને પણ ચીસ પડાવે છે. જ્યારે તે ચોંટે છે ત્યારે તે એવો ચોંટે છે કે વાત કરો મા ! જીવ જાય પણ એ પકડ મૂકતો નથી. અને જ્યારે તેને ખેંચીને તોડી નાખી છૂટો પાડીએ છીએ ત્યારે ચામડીમાં ચીરો પડે છે ને લોહી નીકળે છે. નાનાં છોકરાંને મકોડો કાળી બાંગ નખાવે છે, અને દોડાદોડ ને કૂદાકૂદ કરાવે છે..

## કા ગ ડો

કાગડો ૧૯ ઇંચ લાંબો લાંબો હોય છે. રંગે કાળો, ચાંચ લાંબી અને પગે નહોર. હિંદુસ્તાન, બ્રહ્મદેશ અને સિલોન એટલે લંકામાં કાગડા ઠારઠાર જોવામાં આવે છે. દરિયાકિનારાથી માંડી ૪૦૦૦ ફૂટ ઊંચાઈના ડુંગરા ઉપર તેઓ મળી આવે છે. કાબર જેમ કાગડો હિંદુસ્તાનમાં ઘેર ઘેર જોવામાં આવે છે. જ્યાં જ્યાં માણસો વસે છે ત્યાં ત્યાં કાગડાઓ હોય જ છે. જંગલ કે રણમાં પણ માણસ સાથે કાગડાની વસ્તી હોય છે. ભટકતા લોકોની સાથે તેઓ પણ ભટક્યા કરે છે. આમ કાગડો પાધર પ્રદેશનું પક્ષી છે, છતાં રેલગાડી દ્વારા માણસો જેટલી ઊંચાઈએ જઇને કાગડો પહોંચ્યો છે. છતાં જ્યારે લોકો તે જગ્યા છોડી જાય છે ત્યારે કાગડો પણ તે છોડી જાય છે.

કાગડો મંડળીમાં રહેનારું પક્ષી છે. પસંદ કરેલાં ઝાડોનાં ઝુંડોમાં હજારો કાગડાઓ ભેગા થઈ રાત ગાળે છે. સવાર અથવા સાંજે સૂવાની જગ્યાએથી જતા આવતા

જેણે જેણે કાગડાઓને જોયો હશે તેમને આ વાતની ખાતરી થશે. સવારે પક્ષીઓ એકસાથે ખોરાક શોધવા ઊપડે છે, અને ઝડપભેર ઊડી જાય છે; પણ સાંજે નિરાંતે ઊડતાં ઊડતાં પાછાં ફરે છે. સાંજટાણે કાગડાઓ માળા તરફ પાછા ફરે છે. બે, પાંચ, પંદર, એમ કરતાં સેંકડો કાગડાઓની કતાર આકાશમાં ઊડતી જોવામાં આવે છે. આ દેખાવ સુંદર લાગે છે.

કાગડો હિંમતબાજ અને ચોરટો છે. ચુપચુપ ઘરમાં પેસી જાય છે, અને જરાક ખખડાટની સાથે જ બહાર ઊડી જાય છે. ભાણામાંથી ખોરાક લઈ પલકારામાં નાસી જાય છે. જરાક માણસ દૂર ખસે કે તરત જ દુકાનમાંથી મીઠાઈ ઉપાડે છે. ફેરિયાની મીઠાઈની છાબડીમાંથી મીઠાઈ ઝડપે છે; છોકરાના હાથમાંથી પૂરી પડાવી જાય છે. દૂધવાળી કે પાણીવાળીના બેડામાંથી દૂધ કે પાણી વગેરે પી જાય છે.

કાગડો બહુ ચાલાક છે. જોખમ તરત સમજી જાય છે, અને હાથ આવવો ઘણો મુશ્કેલ છે.

કાગડો માણસને હેરાન કરે છે, તેમ શિકારી પક્ષીઓને પણ કનડે છે. ઘુવડ, ચીબરી અને ગરુડને તે તોબા પોકરાવે છે. ફરતા કાગડા બેસે છે અને મોટા વ્યૂહ રચી ધીરે ધીરે નજીક કૂદાકૂદ કરી તેને કનડે છે.



તેઓ બળદ, ભેંશ અને ખચ્ચરની પીઠ ઉપર બેસે છે અને તેનાં જીવડાંઓ કે જંતુઓ ખાય છે. કૂતરાઓ તથા મરઘાંબતકાંનો ખોરાક ઝૂંટવી લે છે. મોટે ભાગે જેનું તેનું ચોરી લેવું અને ઉપર જતાં દમ મારવો તે કાગડાનું કામ છે.

આવો લુચ્ચો અને તોફાની છતાં કાગડો આપણો હંમેશનો સાથી છે. હંમેશની આપણી કેટલી ય ગંદકી ખાઈને સફાઈનું કામ કરનારો વગર પૈસાનો સેવક છે. કાગડા વિના આપણી જ આસપાસની ગંદકીને લઈને આપણે ભયંકર વ્યાધિમાં આવી પડ્યા હોત. વળી કાગડો આટલો લુચ્ચો છે છતાં કોયલ તેને છેતરે છે. કોયલ પોતાનો ઈંડા તેના માળામાં મૂકે છે. ને કાગડી તે સેવે છે.

કાગડો કૉ કૉ કરે છે. જંગલી કાગડાના અવાજ કરતાં તેનો અવાજ જરા કૂણો હોય છે.

કાગડો એપ્રિલ અને મે મહિનામાં માળા બાંધે છે ને ઈંડાં મૂકે છે. તે ઝાડની બે ડાળી ઉપર સાંઠીકાંથી પોતાનો માળો બાંધે છે. માળો છીછરા પ્યાલા જેવો હોય છે; ચોખ્ખો અને ઠીક હોય છે. તેમાં ઘાસનાં મૂળ, ઊન, ચીંથરાં અને એવા પદાર્થો મૂકે છે. ઘણી વાર તેઓ વાળાના માળા બાંધે છે.

સામાન્ય રીતે કાગડો ચારપાંચ ઈંડાં મૂકે છે: કોઈ વાર છસાત પણ હોય છે. ઈંડાનો આકાર પહોળો અને જરા અણીવાળો હોય છે. કેટલાક ઈંડાં મજબૂત અને સુંદર હોય છે. તેનો રંગ ભૂરા લીલાની છાયાવાળો છે. ઝાંખાં રાતાં ભૂખરાં તેના ઉપર ટપકાં અને લીંટા હોય છે.

ઈંડું લંબાઈમાં સવા ઇંચથી જરા ઓછું અને પહોળાઈમાં એક ઇંચથી જરા વધારે હોય છે.

